# દેશી હિસાબ.

## બીજો ભાગ.

કીમત એક આનો નવ પાઈ

The Department of Public Instruction, Bombay.

# GUJARÂTI DESHI HISÂB,

OR

# MENTAL ARITHMETIC.

## PART II.

BY

RAO SAHIB BHOGILAL PRÂNAVALLABHADÂS,

LATE DEPUTY EDUCATIONAL INSPECTOR, KATTIAWAR.

SIXTH EDITION.—25,000 Copies.

*Registered for Copy-right under Government of India's Act XXV. of 1867.*

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1875.



*Price One Anna Nine Pies.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# દેશી હિસાબ.

## બીજો ભાગ.

રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ,

પ્રાંત કાઠીઆવાડના માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર

એઓએ રચ્યો.

આવૃત્તિ છઠ્ઠી.

૨૫૦૦૦ પ્રત.





મુંબઈ.

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

સન ૧૮૭૫.



કીમત એક આનો નવ પઈ.

# અનુક્રમણિકા.

## અનુક્રમણિકા.

# દેશી હિસાબ.



## ભાગ ૨ જો.

એના પેટામાં બે વિભાગ છે.

પહેલામાં ગુજરાત દેશને કામના હિસાબ.

બીજામાં કાઠીઆવાડને કામના હિસાબ.



## વિભાગ ૧ લો.

### ગુજરાત દેશને કામના હિસાબ.

# શેરીઆં લેખાંની કૂંચીઓ.

## એક શેરના ભાવ ઉપરથી.

૧. જેટલે રૂપિએ શેર તેથી અઢીગણે દોકડે રૂપિઆ ભાર. પા રૂપિએ શેર હોય તો અર્ધે દોકડે, બે બદામે રૂપિઆ ભાર. અર્ધે રૂપિએ હોય તો સવા દોકડે, અને પોણે રૂપિએ હોય તો પોણે બે દોકડે, બે બદામે રૂપિઆ ભાર.

૨. જેટલે રૂપિએ શેર તેથી અર્ધે આને સવા રૂપિઆ ભાર, તેટલે આને અધોળ, ને તેથી બમણે આને નવટાંક.

૩. શેરનો ભાવ જેટલા રૂપિઆ હોય તેને જેટલા રૂપિઆ ભારનું કરવું હોય તેટલાએ ગુણીને ગુણાકારમાંથી જમણી બાજુનો એક આંકડો મૂકીદેતાં બાકી રહે તેટલાં પાવલાં, ને મૂકી દીધેલા આંકડાને અઢીગણા કરતાં જે આવે તેટલા દોકડા જાણવા.

૪. જેટલે આને શેર તેથી અઢીગણી બદામે રૂપિઆ ભાર. પા આને શેર હોય તો અર્ધી બદામ ને બે વીશાવાસીએ રૂપિઆ ભાર, અર્ધે આને હોય તો સવા બદામે, ને પોણે આને હોય તો પોણી બે બદામને બે વીશાવાસીએ રૂપિઆ ભાર.

૫. જેટલે આને શેર તેટલી પોણી પાઈએ અધોળ.

૬. જેટલે કદીએ શેર તેના અર્ધથી સવાગણે રૂપિએ મણ.

૭. જેટલે દોકડે શેર તેટલી બદામે અધોળ.

## એક રૂપિઆના ભાવ ઉપરથી.

૮. રૂપિઆનું જેટલા શેર તેટલા રૂપિઆ ભારના અઢી દોકડા તથા તેથી અર્ધા રૂપિઆ ભારનો સવા દોકડો.

૯. રૂપિઆનું જેટલા શેર તેટલા મણના ચાળીસ રૂપિઆ, તેમજ રૂપિઆનું જેટલા રૂપિઆ ભાર તેટલા શેરના ૪૦ રૂપિઆ.

# શેરીઆં લેખાંની કૂંચીઓનાં.

## કારણ એટલે સમજણ.

૧. રૂપિઆના સો દોકડાને શેરના ચાળીસ રૂપિઆ ભારે ભાગ્યાથી એક દોકડા ભારની કીમત અઢી દોકડા આવેછે. તે પ્રમાણે શેરના જેટલા રૂપિઆ કહ્યા હોય તેટલા ગણા અઢી દોકડા રૂપિઆ ભારની કીમત આવે. પા, અર્ધા, પોણા રૂપિઆનું પણ એ ઉપરથી નીકળેછે.

૨. એક રૂપિઆના ૩૨ અર્ધા આનાવડે શેરના ૪૦ રૂપિઆ ભારને ભાગતાં અર્ધા આનાનું સવા રૂપિઆ ભાર એ પ્રમાણે બીજાનું જાણવું.

૩. એ કૂંચીમાં કહેલા ગુણાકારને ત્રિરાશિની રીત પ્રમાણે શેરના ૪૦ રૂપિઆ ભારે ભાગ્યા બરોબર છે, કેમકે ચાળીસના મીંડાંનો એક અક્ષર એ ગુણાકારમાંથી મૂકી દેઇ બાકીનાને ચારે ભાગવું, અને બાકીના આંકડાનું પા કરવું એ એકજ છે. ને મૂકી દીધેલા આંકડો જો એકડો હોય તો તે એક રૂપિઆના સો દોકડાને ચાળીસે ભાગતાં અઢી દોકડા આવે ને જો બગડો હોય તો તેમાં બસેં દોકડાને ભાગતાં ૫ દોકડા આવે. તે પ્રમાણે જે આંકડો મૂકી દીધો હોય તેના અઢી ગણા દોકડા કરીએ તો બરાબર છે.

૪. એક આનાની સો બદામને એક શેરના ચાળીસ રૂપિઆ ભારે ભાગ્યાથી એક રૂપિઆ ભારની કીમત અઢી બદામ આવેછે. તે ઉપરથી પા, અર્ધા તથા પોણા રૂપિઆનું કર્યું છે.

૫. શેરનાં અધોળ સોળે, આનાની પાઇ ૧૨ ને ભાગતાં એક અધોળની કીમત પોણી પાઇ આવે.

## દાખલા.

૧. ૫ા આને શેર તો ૩ રૂપિઆ ભારની શી કીમત?

૫ા ચોથી કૂંચી પ્રમાણે.

૨ા

૧૨ા

૧ા

બદામ ૧૩ાા એક રૂપિઆ ભારની કીમત.

૩

જવાબ ૪૧ા બદામના ૨ા દોકડાને ૧ા બદામ થઈ.

૨. ૪ા રૂપિએ શેર તો આઠ રૂપિઆ ભારનું શું બેસશે?

૪ા ત્રીજી રીત પ્રમાણે.

૮

૩૬

૦ાા ૧૫ જવાબ પોણો રૂપિઓ પંદર દોકડા.

૩. રૂપિઆનું સાડાપાંચ શેર તો પોણાત્રણ રૂપિઆ ભારની શી કીમત? જવાબ ૧ા દોકડો.

# મણીકાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ મણ તેથી અઢીગણે દોકડે શેર. ૫ા રૂપિએ મણ હોય તો અર્ધે દોકડે બે બદામે શેર. અર્ધે હોય તો સવા દોકડે ને પોણે હોય તો પોણે બે દોકડે બે બદામે શેર.

૨. જેટલે રૂપિએ મણ તેટલા દોકડાનું સોળ રૂપિઆ ભાર.

૩. જેટલે રૂપિએ મણ તેટલા આનાનું અઢી શેર, તેથી અર્ધા આનાનું સવાશેર ને તેટલાજ ફદીઆનું અછેર ને નવટાંક અને તેટલા ઉપ આનાનું સવાછ રૂપિઆ ભાર.

૪. જેટલે રૂપિએ મણ તેટલી બદામે રૂપિઆ ભાર.

૬. એક કુદીએ શેર તો એક મણના ૪૦ કુદીઆં એટલે દશ આના થાયછે, તે કુદીઆની સંખ્યાના અર્ધથી સવાયા રૂપિઆની બરાબર છે.

૭. દોકડાની ૧૬ બદામને શેરના ૧૬ અધોળે ભાગે તે એક બદામે એક અધોળ પડ્યું.

૮. ઊપલી પહેલી રીત પ્રમાણે એક રૂપિઆ ભારના અઢી દોકડા આવેછે. ત્યારે જેટલા શેર એક રૂપિઆના કહ્યા હોય તેટલા રૂપિઆ ભારના અઢી દોકડા થાયછે.

૯. રૂપિઆનું એક શેર હોય તો એક મણના ચાળીસ શેર પ્રમાણે ચાળીસ રૂપિઆ થાયછે. ને રૂપિઆનું બશેર કહ્યું હોય તો તેની કીમત બમણી ઓછી થતાં એ મણના ચાળીસ રૂપિઆ આવેછે.

# મણીકાં લેખાંની કૂચીઓનાં કારણ.

૧. મણના શેર ૪૦ વડે રૂપિઆના ૧૦૦ દોકડાને ભાગતાં શેરને માથે અઢી દોકડા આવેછે, એ ઉપરથી આગળ સમજવું.

૨. રૂપિઆના દોકડા ૧૦૦ વડે એક મણના ૧૬૦૦ રૂપિઆ ભારને ભાગતાં એક દોકડાનું સોળ રૂપિઆ ભાર આવેછે.

૩. રૂપિઆના આના ૧૬ વડે મણના શેર ૪૦ ને ભાગતાં એક આનાનું ૨॥ શેર આવેછે.

૪. એક રૂપિઆની બદામ ૧૬૦૦ વડે એક મણના રૂપિઆ ભાર ૧૬૦૦ ને ભાગ્યાથી બદામે રૂપિઆ ભાર પડેછે.

૫. જેટલે આને મણ તેથી અઢીગણી બદામે શેર.

૬. જેટલે આને મણ તેટલી વીશવાસીએ રૂપિઆ ભાર.

૭. જેટલે આને મણ તેથી પોણી પાઈએ ૨॥ શેર.

૮. એક રૂપિઆનું જેટલા મણ તેટલા શેરના અઢી દોકડા તથા તેથી અર્ધા શેરનો સવા દોકડો.

દાખલા.

૧. ચૌદ આને મણ તો ૩ શેરની શી કીમત?
(કૂંચી પાંચમી પ્રમાણે.) દોકડા. બદામ.
જવાબ. ૬॥ ૧

૨. પાંચ રૂપિએ મણ તો અચ્છેર ને નવટાંકનું શું?
(કૂંચી ૩ જી.) જવાબ. ૦)-૧ સવાઆનો.

---

# કોથળાના લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ કોથળો તેટલે દોકડે બશેર અને તેથી અર્ધે દોકડે શેર. અને તેટલી બદામનું નવટાંક.

૨. જેટલે રૂપિએ કોથળો તેથી વીશગણે દોકડે મણ.

૩. જેટલે રૂપિએ કોથળો તેટલા આનાનું ૧૨॥ શેર અને તેટલાજ ફદીઆનું ૩)= ત્રણ શેર ને નવટાંક.

૪. જેટલે આને કોથળો તેથી સવાગણે દોકડે મણ.

૫. જેટલે આને કોથળો તેથી અર્ધી બદામે શેર.

દાખલા.

૧. પોણેચાર રૂપિએ અને બે આને કોથળો તો એક શેરનું શું? દોકડા. બદામ.
(કૂંચી ૧ લી તથા ૫ મી.) જવાબ. ૧॥। ૩

૨. ત્રણ રૂપિએ કોથળો તો એક ફદીઆનું કેટલું?
(કૂંચી ૩ જી.) શેર. રૂપિઆ ભાર.
જવાબ. ૧ ૧॥।

૫. મણના શેર ૪૦ વડે એક આનાની ૧૦૦ બદામને ભાગતાં એક શેરની કીમત ૨॥ બદામ આવેછે.

૬. હિસાબમાં એક બદામની વીશવાસી ૧૬ ગણતાં આનાની બદામ ૧૦૦ની વીશવાસો ૧૬૦૦ વડે મણના રૂપિઆ ભાર ૧૬૦૦ ને ભાગતાં એક વીશવાસીએ એક રૂપિઆ ભાર પડેછે.

૭. આનાની ૧૬ પોણી પાઇથી મણના શેર ૪૦ ને ભાગવાથી દર પોણી પાઇએ ૨॥ શેર પડેછે.

૮. ઉપરની પહેલી રીત પ્રમાણે એક મણના હિસાબે શેરના ૨॥ દોકડા આવેછે. ત્યારે જેટલા મણ કહ્યા હોય તેટલા શેરના પણ અઢી દોકડા થાયછે. કેમકે જેટલા વધારે મણ તેટલી તેની કીમત ઓછી થશે.

# કોથળાનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. એક રૂપિઆના ૧૦૦ દોકડાએ કોથળાના મણ ૫ ના શેર ૨૦૦ ને ભાગતાં એક દોકડાનું બશેર આવેછે.

૨. રૂપિઆના દોકડા ૧૦૦ ને કોથળાના મણ ૫ એણે ભાગતાં એક મણના વીશ દોકડા આવેછે.

૩. રૂપિઆના આના ૧૬ એણે કોથળાના શેર ૨૦૦ ને ભાગતાં એક આનાનું ૧૨॥ શેર આવેછે તે ઉપરથી ફદીઆનું થાયછે.

૪. આનાના દોકડા ૬। ને કોથળાના પાંચ મણે ભાગતાં એક મણનો સવા દોકડો આવેછે.

૫. આનાની બદામ ૧૦૦ ને કોથળાના શેર ૨૦૦ વડે ભાગતાં એક શેરની અર્ધી બદામ આવેછે.

# હારાનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ હારો તેથી સવાગણે દોકડે ૩ા શેર, તેટલાં કુદીઆનું સવાચાર શેર ને નવટાંક.

૨. જેટલે રૂપિએ હારો તેટલા આનાનું ૧૭ા શેર.

દાખલા. હવેથી કૂંચીઓના આંક લખ્યા નથી.

૧. અઢી રૂપિએ હારો તો પોણા બશેરની શી કીમત ?

દો. બ.

જવાબ. ૧ાા ૧

૨. પાંચ રૂપિએ હારો તો એક આનાનું કેટલું આવે ?

જવાબ. ૩ા શેર.

# માણીનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ માણી તેટલા આનાનું પોણો મણ.

૨. જેટલે રૂપિએ માણી તેથી ૧૬ ગણી પાઈએ અથવા સવા આને ને એક પાઈએ મણ.

૩. જેટલે રૂપિએ માણી તેથી સવાગણે દોકડે ૬ શેર અને તેટલાં કુદીઆંનું સાડાસાત શેર.

૪. જેટલે રૂપિએ માણી તેથી અઢી ગણી બદામનું ૭ાા શેર અને તેટલી બદામનું ૧૨ રૂપિઆ ભાર.

દાખલા.

૧. પાંચ રૂપિએ માણી તો એક કુદીઆનું કેટલું ?

જવાબ. ૧ાા શેર.

૨. સાડેદશ રૂપિએ ને ત્રણ આને માણી તો એક મણની કીમત શી ?

રૂ. આ.

જવાબ. ૭ાાા ‒၊

# હારાનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. એક રૂપિઆના સવા દોકડા ૮૦ એણે એક હારાના મણ ૭ ના શેર ૨૮૦ ને ભાગતાં એક સવાયાનું ૩॥ શેર આવેછે.

૨. રૂપિઆના આના ૧૬ એણે હારાના શેર ૨૮૦ ને ભાગતાં એક આનાનું ૧૭॥ શેર આવેછે.

---

# માણીનાં લેખાંની કૂંચીઓનાં કારણ

૧. માણીના મણ ૧૨ એને રૂપિઆ આના ૧૬ થી ભાગતાં આનાનું પોણો મણ આવેછે.

૨. રૂપિઆની પાઈ ૧૯૨ ને માણીના મણ ૧૨ વડે ભાગતાં એક મણની પાઈ ૧૬ થઈ.

૩. એક રૂપિઆના સવા દોકડા ૮૦ એણે માણીના મણ ૧૨ ના શેર ૪૮૦ ને ભાગતાં સવા દોકડાનું છ શેર આવશે અને ફદીઉ સવા દોકડાના સવાયા બરાબર છે માટે ફદીઆનું છ સવા સાડાસાત શેર આવશે.

૪. ઉપરની ત્રીજી રીતમાં ફદીઆનું સાડાસાત શેર આવ્યું ત્યારે દશ એ સાધારણ સંખ્યા લઈ બંનેને એટલે ફદીઆની બદામ ૨૫ તથા ૭॥ શેરને ભાગતાં અઢી બદામનું પોણોશેર આવેછે.

# કળશીનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ કળશી તેટલે આને મણ.

૨. જેટલે રૂપિએ કળશી તેથી સવા ગણે દોકડે આડ શેર અને તેટલાં ફદીઆંનું ૧૦ શેર.

૩. જેટલે રૂપિએ કળશી તેથી અઢીગણી બદામે શેર અને જેટલે ફદીએ શેર તેથી દશગણે રૂપિએ કળશી.

૪. જેટલે રૂપિએ કળશી તેટલી વીશાવાસીએ રૂપિઆ ભાર અને તેટલી બદામે ૧૬ રૂપિઆ ભાર.

૫. જેટલે આને કળશી તેથી પોણી પાઈએ અથવા સવાછ ગણી બદામે મણ.

૬. જેટલે આને કળશી તેથી અઢીગણી વીશાવાસીએ શેર.

## દાખલા.

૧. વીસ રૂપિએ કળશી તો એક શેરની શી કીમત?

જવાબ. ૨ ફદીઆં.

૨. સાડે પંદર રૂપિએ અને બે આને કળશી તો શેરની શી કીમત?

| | દો॰ | બ॰ | વી॰ |
|---|---|---|---|
| જવાબ. | ૨ા | ૩ | ૧ |

૩. સાડેબાર રૂપિએ કળશી તો ૧ રૂપિઆ ભારનું શું?

| | બ॰ | વી॰ |
|---|---|---|
| જવાબ. | ૦ાા | ૦ા |

---

# ખાંડીનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ ખાંડી તેટલા આનાનું સવામણ.

૨. જેટલે રૂપિએ ખાંડી તેથી પાંચ ગણે દોકડે મણ.

૩. જેટલે રૂપિએ ખાંડી તેટલા દોકડાનું આઠ શેર અને તેટલાં ફદીઆનું ૧૨ાા શેર.

# કળશીનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. રૂપિઆના ૧૬ આનાએ કળશીના મણ ૧૬ ને ભાગતાં આને મણ પડ્યું.

૨. રૂપિઆના સવા દોકડા ૮૦ વડે કળશીના મણ ૧૬ ના શેર ૬૪૦ ને ભાગતાં સવા દોકડે આઠ શેર પડ્યું.

૩. રૂપિઆની બદામ ૧૬૦૦ ને કળશીના ૬૪૦ શેરે ભાગતાં એક શેરની અઢી બદામ આવેછે.

૪. ઉપરની ત્રીજી રીત પ્રમાણે એક શેરની અઢી બદામ આવેછે. ત્યારે શેરના ૨ ભાર ૪૦ ને અઢી બદામની વીશાવાસી ચાળીશ વડે ભાગતાં એક વીશાવાસીએ એક રૂપિઆ ભાર આવેછે.

૫. આનાની પાઈ ૧૨ ને કળશીના મણ ૧૬ વડે ભાગતાં પોણી પાઈએ મણ પડ્યું.

૬. એક આનાની વીશાવાસી ૧૬૦૦ ને કળશીના શેર ૬૪૦ થી ભાગતાં એક શેરની રા વીશાવાસી આવેછે.

# ખાંડીનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. રૂપિઆના આના ૧૬ એણે ખાંડીના મણ ૨૦ ને ભાગતાં આનાનું સવામણ આવેછે.

૨. રૂપિઆના દોકડા ૧૦૦ ને ખાંડીના ૨૦ મણે ભાગતાં એક મણના પાંચ દોકડા આવેછે.

૪. જેટલે રૂપિએ ખાંડી તેટલી બદામનું અછેર.

૫. જેટલે રૂપિએ ખાંડી તેથી બમણી બદામે અથવા અર્ધી રેશે શેર.

૬. જેટલે રૂપિએ ખાંડી તેથી બમણી વીશાવાસીએ અચોળ.

૭. જેટલે આને ખાંડી તેથી પાંચ ગણી બદામે મણ.

૮. જેટલે આને ખાંડી તેથી બમણી વીશાવાસીએ શેર.

૯. જેટલે આને ખાંડી તેટલી બદામનું ૮ શેર.

૧૦. જેટલે ફદીએ શેર તેથી સાડેબાર ગણે રૂપિએ ખાંડી અથવા તેથી દશાગણે આને મણ.

૧૧. જેટલે આને શેર તેથી અઢીગણે રૂપિએ મણ તથા ૫૦ ગણે રૂપિએ ખાંડી.

દાખલા.

૧. પચીસ રૂપિએ ખાંડી તો એક આનાનું કેટલું?

જવાબ. ૨ શેર.

૨. પોણી ઓગણીસ રૂપિએ ખાંડી તો ૮ શેરની શી કીમત?

જવાબ. ૦)≡ આના.

૩. સાડીસત્તર રૂપિએ ખાંડી તો શેરની શી કીમત?

દો૦ બ૦
જવાબ. ૨ ૩

૪. છ આનાનું શેર તો એક મણનું શું?

જવાબ. ૧૫ રૂપિઆ.

---

# મોટા હારાનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ હારો તેથી સવાગણે દોકડે સાડાદશ શેર.

૨. જેટલે રૂપિએ હારો તેટલા આનાનું પ૨ા શેર તેટલા ફદીઆનું ૧૩ શેર ને નવટાંક અને તેટલી બદામનું શેર ા ૧ રૂપિઆ ભાર.

૩. રૂપિઆના ૧૦૦ દોકડાએ ખાંડીના ૨૦ મણના શેર ૮૦૦ ને ભાગતાં દોકડાનું ૮ શેર આવેછે.

૪. રૂપઆની ૧૬૦૦ બદામ ખાંડીના શેર ૮૦૦ ને ભાગતાં એક બદામનું અદ્ધેર આવેછે.

૫. એનું કારણ ઉપરની ચોથી રીતથીજ છે, પણ ફેર એટલો કે એમાં ૮૦૦ શેરે ૧૬૦૦ બદામને ભાગી.

૬. ઉપરની પાંચમી રીત પ્રમાણે બે બદામનું શેર પડ્યું, ત્યારે શેરના અધોળ ૧૬ થી બે બદામની વીશાવાસો બત્રીસને ભાગતાં એક અધોળની બે વીશાવાસી આવી.

૭. આનાની બદામ ૧૦૦ ને ખાંડીના મણ ૨૦ થી ભાગતાં એક મણની પાંચ બદામ આવેછે.

૮. આનાની વીશાવાસી ૧૬૦૦ ને ખાંડીના ૮૦૦ શેરે ભાગ્યાથી શેરની બે વીશાવાસી આવેછે.

૯. આનાની બદામ ૧૦૦ વડે ખાંડીના શેર ૮૦૦ ને ભાગતાં એક બદામનું ૮ શેર આવેછે.

૧૦. ખાંડીના શેર ૮૦૦ છે તે રૂપિઆના ૬૪ ફદીઆંના સાડાબારગણા બરાબર છે. મણના શેર ૪૦ તેટલાં ફદીઆં મણના, એટલે ૧૦ આના ને ફદીએ શેર હોય તો ને બે ફદીએ તો ૨૦ આના, તેમ આગળ પણ.

૧૧. મણના ૪૦ શેરના ૪૦ આનાના ૨ા રૂપિઆ મણને માથે થાયછે. અને તેના વીશગણા એટલે વીશે અઢીએ પ-ચાસ રૂપિઆ ખાંડીને માથે પડેછે.

---

# મોટા હારાનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. એક રૂપિઆના સવા દોકડા ૮૦ એણે એક મણના શેર ૪૦ ને ભાગતાં સવા દોકડાનું અધશેર આવેછે, પણ મોટા હા-

દાખલા.

૧. ૧૫ રૂપિએ હારો તો એક શેરની શી કીમત?

| | દો० | પ૦ | વી० |
|---|---|---|---|
| જવાબ. | ૧॥। | ०॥ | ૧ |

૨. સવાછવીસ રૂપિએ હારો તો એક આનાનું કેટલું?

જવાબ. ૨ શેર.

---

# ભારનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ ભાર તેટલા આનાનું દોઢમણ.

૨. જેટલે રૂપિએ ભાર તેથી સવાગણે દોકડે ૧૨ શેર ને તેટલા ફદીઆનું પંદર શેર.

૩. જેટલે રૂપિએ ભાર તેથી આઠગણી પાઇએ મણ અને તેટલી પાઇનું પાંચ શેર.

૪. જેટલે રૂપિએ ભાર તેથી સવાગણી બદામે પોણો શેર અથવા તેટલી બદામે શેર ०॥ ૪ રૂપિઆ ભાર.

દાખલા.

૧. ચાળીસ રૂપિએ ભાર તો અધમણ ને ચાર શેરની શી કીમત? જવાબ. ૧ રૂપિઓ.

૨. સાડીસડસઠ રૂપિએ ભાર તો ચાર રૂપિઆ અને સાડા ત્રણ આનાનું કેટલું? જવાબ. ૧॥ મણ.

---

# ગાલ્લીનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ ગાલ્લી તેટલા આનાનું ૭૫ શેર અથવા પોણાબે મણ ને પાંચ શેર.

૨. જેટલે રૂપિએ ગાલ્લી તેટલા દોકડાનું ૧૨ શેર, તેટલાં ફદીઆંનું ૧૮॥ શેર.

રાના મણ ૨૧ છે, ત્યારે એકવીસ ગણું વધારે આવવું જોઇએ, એટલે એકવીસ અર્ધું સાડાદશ શેર એક સવાયાનું આવ્યું.

૨. એક રૂપિઆના ૧૬ આનાએ એક મણના ૪૦ શેરને ભાગતાં એક આનાનું અઢીશેર આવશે. પણ હારાનાં ૨૧ મણ છે. માટે એકવીસ ગણું એટલે એકવીસ અઢીઉં સાડી બાવન શેર એક આનાનું થયું.

---

# ભારનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. રૂપિઆના આના ૧૬ એણે ભારના મણ ૨૪ ને ભાગ્યાથી એક આનાનું દોઢમણ આવવું જોઇએ.

૨. રૂપિઆના સવા દોકડા ૮૦ થી ભારના મણ ૨૪ને શેર ૯૬૦ ને ભાગતાં એક સવા દોકડાનું બાર શેર આવેછે.

૩. રૂપિઆની પાઇ ૧૯૨ ને ભારના ૨૪ મણે ભાગતાં મણને માથે આઠ પાઇ આવેછે. ને આઠ પાઇએ મણના ૪૦ શેરને ભાગતાં એક પાઇનું પાંચ શેર આવેછે.

૪. માણીમાં અઢીગણી બદામે પોણોશેર આવેછે. પણ માણીકરતાં ભારનું તોલ બમણું છે, તેથી એટલા ૦॥। શેરની કીમત અર્ધી, એટલે ૧। બદામ આવવી જોઇએ.

---

# ગાલ્લીનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. રૂપિઆના ૧૬ આનાએ ગાલ્લીના મણ ૩૦ને ભાગ્યાથી એક આનાનું પોણાબે મણ ને પાંચ શેર આવશે.

૨. રૂપિઆના ૧૦૦ દોકડાએ ગાલ્લીના મણ ત્રીસના શેર ૧૨૦૦ ને ભાગતાં એક દોકડાનું ૧૨ શેર આવેછે.

૩. જેટલે રૂપિએ ગાલ્લી તેટલી બદામનું પોણો શેર.

૪. જેટલે આને ગાલ્લી તેટલી બદામનું ૧૨ શેર તથા તેટલી વીશાવાસીનું પોણોશેર.

૫. જેટલે રૂપિએ ગાલ્લી તેટલા સેંકડાના શેર જેટલે દોકડે મણ.

દાખલા.

૧. સાડીત્રેવીસ રૂપિએ ને ત્રણ આને ગાલ્લી તો એક શેરની શી કીમત? દો૰ બ૰ વી૰

જવાબ. ૧॥— ૩॥— ૧।

૨. પચીશ રૂપિએ ગાલ્લી તો એક આનાનું કેટલું?

જવાબ. ૩ શેર.

---

# બેડીઆનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ બેડીઉં તેથી અર્ધે આને મણ.

૨. જેટલે રૂપિએ બેડીઉં તેથી સવાગણે દોકડે ૧૬ શેર. અને તેટલાં ફદીઆનું અધમણ.

૩. જેટલે રૂપિએ બેડીઉં તેથી સવાગણી બદામે શેર.

૪. જેટલે રૂપિએ બેડીઉં તેથી સવાગણી વીશાવાસીએ અચ્છોળ.

૫. જેટલે આને બેડીઉં તેથી સવાગણી વીશાવાસીએ શેર.

દાખલા.

૧. બાવીશ રૂપિએ બેડીઉં તો મણની શી કીમત?

જવાબ ૰॥≡

૨. ત્રીશ રૂપિએ બેડીઉં તો શેરનું શું બેસશે?

જવાબ. ૨। દો૰ ૧॥ બ૰

૩. સોળ રૂપિએ બેડીઉં તો બે મણનું શું પડશે?

જવાબ. ૧ રૂપીઓ.

૩. ગાલ્લીના શેર ૧૨૦૦ ને રૂપિઆની બદામ ૧૬ થી ભાગતાં એક બદામનું પોણો શેર આવ્યું.

૪. એક આનાની બદામ ૧૦૦ એ ગાલ્લીના શેર ૧૨૦૦ ને ભાગતાં એક બદામનું ૧૨ શેર આવેછે. એ ઉપરથી પોણોશેરનું જાણવું.

૫. રૂપિઆના ૧૦૦ દોકડાને ગાલ્લી ઉપરથી મણનું કરવાને માટે ૩૦ થી ભાગવા જોઈએ, પણ સાડાસાતનો પા આવડતો હોય તો એ ભાગાકારની જરૂર નહિ.

---

# બેડીઆનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. બેડીઆના મણ ૩૨ એણે રૂપિઆના આના ૧૬ને ભાગતાં મણની કીમત અર્ધો આનો આવેછે.

૨. રૂપિઆના સવા દોકડા ૮૦ એથી બેડીઆના મણ ૩૨ ના શેર ૧૨૮૦ ને ભાગતાં એક સવા દોકડાનું ૧૬ શેર આવશે.

૩. બેડીઆના શેર ૧૨૮૦ એથી રૂપિઆની બદામ ૧૬૦૦ ને ભાગતાં એક શેરને માથે સવા બદામ પડશે.

૪. ઉપરની ત્રીજી રીત પ્રમાણે એક શેરને માથે સવા બદામ પડેછે. ત્યારે શેરના અધોળ ૧૬ થી સવા બદામની વીશવાસી ૨૦ ને ભાગતાં એક અધોળની કીમત સવા વીશવાસી આવશે.

૫. આનાની બદામ ૧૦૦ ના વીશવાસી ૧૬૦૦ ને બેડીઆના શેર ૧૨૮૦ એ ભાગતાં શેરની કીમત સવા વીશવાસી આવશે.

# સોનાનાં તથા રૂપાનાં લેખાંની કૂંચીઓ.

## તોલા લેખે.

૧. જેટલે રૂપિએ તોલો તેથી અર્ધે રૂપિએ ગદીઆણો.
૨. જેટલે રૂપિએ તોલો તેથી અર્ધે આને વાલ.
૩. જેટલે રૂપિએ તોલો તેથી બમણી પાઇએ રતી.
૪. જેટલે રૂપિએ તોલો તેથી અર્ધી પાઇએ મગ.

### દાખલા.

૧. સાડેઅઢાર રૂપિએ તોલો તો બે વાલનું શું પડશે?
જવાબ. રૂ૧)=॥ આના.

૨. સવાપંદર રૂપિએ તોલો તો એક રતીનું શું?
આના. પાઈ.
જવાબ. ૦)=॥ ૦॥

૩. ચૌદ રૂપિએ તોલો તો બે મગની શી કીમત?
આનો. પાઈ.
જવાબ. ૧ ૨

## ગદીઆણા લેખે.

૧. જેટલે રૂપિએ ગદીઆણો તેટલે આને વાલ.
૨. જેટલે રૂપિએ ગદીઆણો તેથી ચોગણી પાઇએ રતી.
૩. જેટલે રૂપિએ ગદીઆણો તેટલી પાઇએ મગ.
૪. જેટલે આને ગદીઆણો તેથી દ॥ ગણી બદામે અથવા પોણી પાઇએ વાલ.
૫. જેટલે આને ગદીઆણો તેટલી પા પાઇએ રતી.
૬. જેટલે દોકડે ગદીઆણો તેટલી બદામે વાલ.

### દાખલા.

૧. સાડીઆઠ રૂપિએ ગદીઆણો તો દોઢ વાલનું શું?
જવાબ. રૂ ૦॥ ૦॥ આનો.

# સોનાનાં તથા રૂપાનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

## તોલા લેખે.

૧. તોલાના ગદીઆણા બેએ એક રૂપિઆને ભાગતાં ગદીઆણાની કીમત અર્ધા રૂપિઆ પ્રમાણે આવશે.

૨. તોલાના વાલ ૩૨ વડેરૂપિઆના આના ૧૬ ને ભાગતાં એક વાલને માથે અર્ધો આનો આવેછે.

૩. ઉપરની બીજી રીત પ્રમાણે વાલની કીમત અર્ધો આનો એટલે ૬ પાઇને વાલની રતી ૩ એણે ભાગતાં એક રતી બે પાઇએ પડી.

૪. ઉપરની ત્રીજી રીત પ્રમાણે રતીને માથે બે પાઈ આવી ત્યારે રતીના મગ ૪ એણે બે પાઇને ભાગતાં એક મગની અર્ધી પાઈ આવેછે.

## ગદીઆણા લેખે.

૧. રૂપિઆના ૧૬ આનાએ ગદીઆણાના વાલ ૧૬ ને ભાગતાં આને વાલ પડેછે.

૨ પહેલી રીત પ્રમાણે આને વાલ પડ્યો, ત્યારે એક આનાની પાઇ ૧૨ ને વાલની ૩ રતીએ ભાગતાં રતી ૪ પાઇએ પડેછે.

૩. બીજીરીત પ્રમાણે એક રતી ૪ પાઇએ પડી, ત્યારે રતીના મગ ૪ એણે ચાર પાઇનેભાગતાં એક પાઇએ મગ પડેછે.

૪. ગદીઆણાના ૧૬ વાલે આનાની બાર પાઇને ભાગતાં વાલ એકની પોણી પાઈ આવશે.

૫. ઉપરની ચોથી રીત પ્રમાણે વાલની પોણીપાઈ આવી,

૨. સવાછ રૂપિએ ગદીઆણો તો બે રતીનું શું?

જવાબ. ૩૦।) ૨ પાઈ.

૩. સાત રૂપિએ ગદીઆણો તો એક મગનું શું?

જવાબ. ૦।। આનો ૧ પાઈ.

---

# જમીનનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ વીઘું તેથી પાંચગણે દોકડે વસો.

૨. જેટલે રૂપિએ વીઘું તેથી પાંચગણે દોકડે અથવા એક રેશે કાઠી અથવા વીશવાસી.

૩. જેટલે આને વીઘું તેથી પાંચગણી બદામે વસો.

૪. જેટલે આને વીઘું તેથી પાગણી બદામે કાઠી.

૫. જેટલે રૂપિએ વસો તેથી પાંચગણે દોકડે કાઠી.

૬. જેટલે આને વસો તેથી પાંચગણી બદામે વીશવાસી.

દાખલા.

૧. સાડેચાર રૂપિએ વીઘું તો બે વસાનું શું પડશે?

જવાબ. રૂ૦ આ૦ દો૦
૦। ≡ ૧।

૨. સવાસાત રૂપિએ વીઘું તો ત્રણ વીશવાસીનું શું પડશે?

દો૦ બ૦
જવાબ. ૫। ૩

૩. ચાર રૂપિએ વીઘું તો સવા વસાનું શું પડશે?

જવાબ. ૩ ૦।

૪. છ રૂપિએ વીઘું તો દોઢ કાઠીનું શું બેસે?

જવાબ. ૨। દોકડા.

૫. પાંચ રૂપિએ વસો તો બે કાઠીનું શું બેસશે?

જવાબ. ૩ ૦।।

૬. આઠ રૂપિએ વસો તો સવા કાઠીની શી કીમત?

જવાબ. ૩ ૦।।

ત્યારે વાલની ૩ રતીએ પોણી પાઇને ભાગતાં, એક રતી પા પાઇએ પડી.

૬. ગદીઆણાના વાલ ૧૬ એણે દોકડાની બદામને ભાગતાં એક બદામે વાલ પડયો.

# જમીનનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

એક રૂપિઆના દોકડા ૧૦૦ ને વીઘાનાં ૨૦ વસાએ ભાગતાં વસાને માથે પાંચ દોકડા પડશે.

૨. એક વીઘાના વસા ૨૦ ને વસા એકની વીશવાસી ૨૦ એ લેખે વીઘાની કાઠી અથવા વીશવાસી ૪૦૦ ને રૂપિઆના ૪૦૦ પા દોકડા અથવા રેશે ભાગતાં એક પા દોકડે અથવા રેશે એક કાઠી આવશે.

૩. આનાની બદામ ૧૦૦ ને વીઘાના ૨૦ વસાએ ભાગતાં એક વસો ૫ બદામે પડશે.

૪. ઉપરની ત્રીજી રીત પ્રમાણે વસાને માથે પાંચ બદામ આવી ત્યારે પાંચ બદામને વસાની કાઠી વીશે ભાગતાં વીશવાસી પા બદામે પડશે.

૫. વસાની ૨૦ વીશવાસીએ રૂપિઆના દોકડા ૧૦૦ ને ભાગતાં એક વીશવાસીના પાંચ દોકડા આવશે.

૬. આનાની બદામ ૧૦૦ ને વસાની ૨૦ વીશવાસીએ ભાગતાં એક વીશવાસીની ૫ બદામ આવશે.

# સેંકડાનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ સેંકડો તેટલે દોકડે નંગ.
૨. જેટલે આને સેંકડો તેટલી બદામે નંગ.
૩. જેટલે કુદીએ સેંકડો તેથી પાગણી બદામે નગ.

## દાખલા.

૧. અઢી રૂપિએ સેંકડો તો ૪ નંગનું શું પડશે?

જવાબ. ૧૦ દોકડા.

૨. પાંચ આને સેંકડો તો ૭ નંગનું શું બેસે? દો૦ બ૦

જવાબ. ૨ ૩

---

# કોડીના હિસાબની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ કોડી તેથી પાંચગણે દોકડે નંગ.
૨. જેટલે આને કોડી તેથી પાંચગણી બદામે નંગ.
૩. જેટલે કુદીએ કોડી તેથી સવાગણી બદામે નંગ.

## દાખલા.

૧. સાત રૂપિએ કોડી તો ૨ નંગનું શું બેસે?

રૂ. દો.

જવાબ. ાા ૨૦

૨. સાડેનવ આને કોડી તો ૪ નંગનું શું બેસે?

દો. બ.

જવાબ. ૧૧ાા. ૨.

# સેંકડાનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. સેંકડાના નંગ ૧૦૦ ને રૂપિઆના ૧૦૦ દોકડાએ ભાગતાં એક દોકડે નંગ પડ્યું.

૨. આનાની બદામ ૧૦૦ ને સેંકડાના ૧૦૦ નંગે ભાગતાં બદામે નંગ પડ્યું.

૩. ફદીઉં એટલે પા આનો ને એની બદામ ૨૫ ને સેંકડાના ૧૦૦ નંગે ભાગતાં પા બદામે નંગ પડ્યું.

---

# કોડીનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. કોડીના ૨૦ નંગે રૂપિઆના ૧૦૦ દોકડાને ભાગ્યાથી એક નંગના પાંચ દોકડા આવ્યા.

૨. કોડીના નંગ ૨૦ વડે આનાની ૧૦૦ બદામને ભાગતાં એક નંગ પાંચ બદામે પડ્યું.

૩. ફદીઉં એટલે પા આનાની બદામ ૨૫ ને કોડીના ૨૦ નંગે ભાગતાં એક નંગ સવા બદામે પડ્યું.

# લૂગડાંના લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ ગજ તેટલા આનાની દોઢ તસુ.

૨. જેટલે રૂપિએ ગજ તેથી આઠગણી પાઈએ તસુ.

૩. જેટલે આને ગજ તેથી અર્ધી પાઈએ તસુ.

દાખલા.

૧. દોઢ રૂપિએ ગજ તો ત્રણ તસુનું શું?

જવાબ. ૩ આના

---

# ખડ એટલે ઘાસ, નળીઆં વગેરે ૧૦૦૦ ની ગણતીથી વેચાયછે તેનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલે રૂપિએ હજાર તેથી દશગણે દોકડે ૧૦૦.

૨. જેટલે રૂપિએ હજાર તેટલે દોકડે દશ, તેટલે રેશે અથવા પા દોકડે રા ને તેટલી બમણી બદામે શા.

૩. જેટલે આને હજાર તેટલી બદામે દશ કુદીઆની ૧ પૂળી હોયતો ૧પાા= હજાર પડે તે યાદ રાખવું, પછી કુદીઆની જેટલી પૂળી કહી હોય, તેટલી પૂળીએ સાડા પંદર ને બે આનાને ભાગ્યાથી જેટલા રૂપિઆ આવે તેટલાએ હજાર પડે.

દાખલા.

૧. સવાપાંચ રૂપિએ હજાર ઘાસ અથવા ખડ છે તો ૧૦ પૂળીનું શું બેસે? જવાબ. પા દોકડા.

---

# લૂગડાંના લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. ગજના ચોવીસ તસુને રૂપિઆના ૧૬ આને ભાગતાં એક આનાની દોઢ તસુ આવી.

૨. ગજના ૨૪ તસુએ રૂપિઆની ૧૯૨ પાઇને ભાગતાં એક તસુની આઠ પાઈ આવી.

૩. ગજના ૨૪ તસુએ આનાની બાર પાઇને ભાગતાં અર્ધી પાઇએ તસુ પડી.

---

# ખડ એટલે ઘાસ, નળીઆં વગેરેનાં લેખાંની કૂંચીઓનાં કારણ.

૧. રૂપિઆના ૧૦૦ દોકડાને હજારના દશ સેંકડે ભાગતાં એક સેંકડાના દશ દોકડા આવે છે.

૨. રૂપિઆના ૧૦૦ દોકડાએ એક હજારને ભાગતાં એક દોકડાના દશ આવશે. બીજું તે ઉપરથી સમજવું.

૩. આનાની ૧૦૦ બદામે હજારને ભાગતાં એક બદામના દશ આવશે.

---

# વ્યાજ ગણવાની રીત.

૧. રૂપિઆનો ને મહિનાનો જે ગુણાકાર આવે તેને સર કહેછે.

૨. દહાડા કહ્યા હોયતો તે વડે રૂપિઆને ગુણીને જમણી બાજુનો છેલો આંકડો કાઢીને બાકી રહેલા આંકને ત્રણે ભાગ લેવો. ભાગાકાર આવે તે સર જાણવો, અથવા સાડાસાતનો પા આવડતો હોય તો તે પ્રમાણે એ ગુણાકારની રકમનો જે આંકડો આવે તે સર જાણવો. ઉપર પ્રમાણે આંકડો કાઢવાની તથા ત્રણે ભાગવાની જરૂર નહિ.

૩. સેંકડે મહિનાનું એક ટકાપ્રમાણે વ્યાજ હોય તો સર આવે તેટલા દોકડા વ્યાજ જાણવું. દોકડાની રકમ મોટી થઇ હોય તો જમણા હાથ ઉપરના બે આંકડા દોકડા સમજી બાકી રહે તે રૂપિઆ જાણવા.

૪. સેંકડે એક આના લેખે વ્યાજ હોય તો આવેલા સર જેટલી બદામો જેટલું વ્યાજ થયું જાણવું.

---

# વ્યાજનો ભાવ એક ટકાથી ઓછો વધતો હોયતો તે મુજબ ગણવાની રીત.

શા પ્રમાણે વ્યાજ. ટકા પ્રમાણે જેટલા દોકડા આવ્યા હોય તેના.

०)– પાના પા કરવા.

०)= પાના અર્ધા કરવા.

)≡ પાના પોણા.

०। પા.

०।– પાનું સવાયું.

०।= પાનું દોઢું અથવા અર્ધાનું પોણું.

૦।≡ પા ના પાનું પોણું મેળવવું.
૦॥ અર્ધો.
૦॥– પોણાનું પોણું.
૦॥= અર્ધાનું સવાયું.
૦॥≡ અર્ધામાં તેના પોણાનું અર્ધ મેળવવું.
૦।॥ પોણું.
૦।॥– પોણામાં પા ના પાનું મેળવવું.
૦।॥= અર્ધામાં તેનું પોણું મેળવવું.
૦।॥≡ પોણાનું સવાયું.
૧ સવાયું.
૧॥ દોઢું.

### દાખલા.

૧. પંદર રૂપિઆ ૧૦ મહિના રહ્યા, વ્યાજનો ભાવ ૦।॥ ટકા પ્રમાણે, શું વ્યાજ થશે ? જવાબ. રૂ. ૧)=

૨. બાર રૂપિઆ સાત દિવસ રહ્યા, વ્યાજનો ભાવ અર્ધો ટકા પ્રમાણે, શું વ્યાજ થશે ? દો. બ.

જવાબ. ૧ ૨॥ આશરે.

૩. સવાઆઠ રૂપિઆ ૧૬ દિવસ રહ્યા, ટકા પ્રમાણે શું વ્યાજ થશે ? દો. બ.

જવાબ. ૪૧ ૨॥ આશરે.

---

## વારોવારીકું એટલે નાણાવટીની રીતે કાઢવાનું વ્યાજ.

ખાતામાં જમે ઉધાર રકમો હોય છે તેનું વ્યાજ કાઢવા સારૂ ખાતાં પ્રમાણેજ મથાળું દોરીને તેમાં વ્યાજ એટલું વધારે લખવું. જમે ઉધારની રકમો જમે ઉધારમાંજ લેવી પણ

ખાતામાં માથે આંકડો ભરેછે. તેમ ન ભરતાં લીટીને આરંભે રૂ કરીને રકમ લખીને દહાડાવાર લખવો.

ભારે રકમ હોય તેના પેટામાં હલકી રકમને વળી લખવી. તે એટલી રકમો સૂધી કરવું કે, મોટી રકમનું પેટું ભરાય, ને જો પેટામાં છેલી રકમ બરાબર સમાતી ન હોય, તો જેટલા આંકડા સમાય તેટલા લખીને તે પાછો અસલ રકમના પેટામાં લેવો, એવી રીતે જમે ઉધારમાં છેવટ સૂધી કરતાં જવું. અને છેવટ બાકી રહે તે જો જમેમાં હોય તો ત્યાં દેવા, એમ લખવું. ને ઉધારમાં હોયતો, લેણા કરી ઉધારમાં લખવા.

પ્રથમ બે રકમોમાંથી જે રકમ પહેલી તેરીખની હોય તે દિવસથી બીજી રકમની તેરીખસૂધી, તિથિઓ પ્રમાણે મહિના તથા દિવસો નક્કી કરવા, જેટલા મહિના થાય તેટલાના મહિને અર્ધા દિવસ લેખે જે દહાડા નક્કી થાય તે મહિના ઉપરના દિવ-સના આંકડામાંથી બાદ થતાં બાકી જેટલા દિવસ રહે, તેટલા દિવસ લગભગ તે મહિના ઉપર આવશે એમ આશરો જાણવો, પણ તે નક્કી કરવા માટે આવેલા મહિનાનાં પખવાડિયાં જેટલા વાર આગલી તેરીખના વારથી ગણતાં છેલો જે વાર આવે તેની જોડના વારથી પાછલી તેરીખના વાર સૂધી ગણવું, પણ છેલો વાર માંહે લેવો નહિ. તે એટલે સૂધી ગણવો કે મહિના ઉપર દહાડાનો આશરો નક્કી કરયો છે, તેની લગભગ આવી રહે. જેમ કારતક શૂદી ૬ વાર શનેઉથી ભાદરવા વદી ૧) વાર બુધ સૂધી તિથિઓ પ્રમાણે ગણીને મહિને અર્ધા દિવસ લેખે કાપેથી સાડા-દશ મહિના ને ચાર દિવસ થાયછે. હવે સાડાદશ મહિનાનાં ૨૧પખવાડિઆં જેટલા વાર પહેલી તારીખના શનિવારથી ગ-ણતાં છેલા પખવાડિઆંનો છેલો વાર શનિ આવશે તેની જોડના રવિવારથી, પાછલી તેરીખના બુધવાર સૂધી ગણતાં ઉપરના ચાર દિવસ આવી રહેછે, તે ઊપલા દિવસની સાથે મળી રહેછે.

એવી રીતે ગણીને જે માસ દિવસ થાય તે જે તરફ આગલી તેરીખની રકમ હોય તે તરફ લખવા. હવે આગલી તેરીખ-વાળી રકમ પાછલી તેરીખવાળી રકમના પેટામાં પડી હોય તો ફકત તે પેટાનીજ રકમની લીંટીને છેડે આગળ પાને ૩૬ મે કા-ઢેલા વ્યાજમાં માંડ્યા છે, તે રીતે લખવા. અથવા તે રકમનું પેટું પૂરવા પાછલી તેરીખની રકમમાંથી જેટલો ભાગ લીધો હોય તે ઉપર લખવા.

મુદત ઉપરથી સર ગણવાની રીત વ્યાજમાં આગળ લખેલી છે. ને તેજ રીત અહિંઆં બરાબર લાગુ પડેછે, તેથી આ ઠેકાણે ફરી લખી નથી.

રકમને છેડે જે માસ દિવસ ઉપર કહ્યા પ્રમાણે લખ્યો હોય તો તે રકમને માથે સર લખવો ને જો પેટાની રકમ ઉપર માસ, દિવસ આવેલા હોય તો તેને માથે સર લખવો. પછી સર્વે પેટા-ના સરનો સર્વાળો લેઈ મુખ્ય રકમને માથે ચઢાવવો.

જમેના સરનો સર્વાળો જમેમાં લેવો ને ઉધારના સરનો સર્વાળો ઉધારમાં લેવો. જો જમે ઉધારનું એક જાતનું વ્યાજ હોય તો વધારે સરમાંથી ઓછો સર બાદ કરવો.

| તારીજ | સંવત ૧૮૮૮ ની. |
|---|---|
| જ | ઉ |

ઉપર લખ્યા પ્રમાણે તારીજ દોરીને જમે કે ઉધારમાંની જે તરફ મુદલ બાકી રહી હોય તે તારીજમાં તેજ તરફ લખવી ને તે લીંટીમાં બાકી મુદલ જમે પાસે હોય તો દેવા, અને ઉધાર પાસે હોય તો લેણા એમ લખવું.

જે સર બાકી હોય તે તારીજમાં જેણી તરફની સરની રકમ મોટી હોય તેણી તરફ લખવો ને એટલા દર સેંકડે દર મહિને ટકાને ભાવે દોકડા થયા, એમ જાણવું. હવે ભાવ વધારે ઓ-

છો હોય તો, વ્યાજની રીતમાં કોઠો પાડીને રીત લખી છે તેપ્રમાણે ગણીને તેના રૂપિઆ કરીને વ્યાજનીલીંટીનેમાથે ચઢાવવા.

. જો જમે ઉધારનું વ્યાજ જુદા જુદા ભાવનું હોય તો આગળ કહેલી રીતપ્રમાણે જમે ઉધાર બંને તરફ વ્યાજના આંકડા માથે જુદા જુદા ભરવા.

તારીખના જમે ઉધારની બાકી કાઢતાં લેણું કે દેવું જે નીકળ્યું હોય તે પ્રમાણે તે નવા વર્ષમાં ખાતું પાડીને લખવું.

આ ઉપર લખેલી રીતિ નાણાવટી વગેરે લોકોમાં ઘણી મુદત થયાં ચાલતી આવી છે, તથા હાલમાં પણ ચાલેછે. પણ એ રીતે વ્યાજ કાઢવામાં લંબાણ બહુ થાયછે, તથા રકમો પેટામાં નાંખવી તથા કાઢવી એથી એવી ગૂચવણ પડેછે કે, કાચી બુદ્ધિવાળાને ઝટ લેઇને સમજ પડવી મુસ્કિલ થઇ પડેછે. એ માટે એ ચાલતી રીત લખીને હવે બીજી એક સહેલી રીત નીચે લખવામાં આવેછે. તેમાં સર તથા મહિનાના આંકડા મોટા આવે તો ખરા, પણ લંબાણ ઓછું થઇ, એ નવી રીતે વ્યાજ કાઢનારને સહેલું પડશે એવું લાગેછે.

જેટલી રકમો ખાતામાં જમે ઉધાર હોય તેટલી રકમો ફરીને વ્યાજ કાઢવા માટે ઉતારવી તેમાં તફાવત એટલોજ કે, ખાતામાં રકમોનો આંકડો માથે ચઢાવવો, અને આમાં લીંટીની માંહે લેવો. ને જેમ ઉધારમાંની એકેક રકમની તેરીખથી આસો વદ.૦) ને જે વાર હોય ત્યાંસુધી અથવા બીજી જે કોઈ તેરીખ સુધી નકી કરવું હોય ત્યાંસુધી માસ તથા દિવસ ઊપલી રીતમાં કહ્યા પ્રમાણે નકી કરીને તે તે રકમને છેડે લીંટીમાં લખવા ને તેમાં તે છેલો દિવસ લેવો ને તે રકમના રૂપિઆ તથા એ માસ વગેરે ઉપરથી જે સર નકી થાય તે માથે ચઢાવવો. પછી બાકીનું ઉપરની રીતમાં કહ્યા પ્રમાણે કરીને બાકી નવા વરસના ખાતાને સારૂ નકી કરવી. આ રીત પ્રમાણે વ્યાજ પૃષ્ટ ૩૭

મે કરી બતાવ્યું છે, પણ આપવા લેવાના વ્યાજનો ભાવ સરખો હોય તોજ આ રીતે થઈ શકેછે. નહિ તો ઊપલી રીત પ્રમાણે કરવું.

કાઠીઆવાડ તથા ગુજરાતમાં કેટલએક ઠેકાણે વાર વિના ગણેછે. ત્યાં તિથિઓ પ્રમાણે મહિના તથા દિવસ ગણીને મહિને અર્ધો દિવસ લેખે કાપી નાંખેછે. એમાં જરા ભૂલ રહી હોય તો વાર ગણવાની રીત પ્રમાણે નકી કરતા નથી.

# વારોવારીઆં વ્યાજ કાઢવાને માટે રકમોનું ખાતું.

પરી. દેવરાજ અમરસીનું ખાતું સંવત ૧૯૧૦ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦૦) માગશર વદ ૫ વાર ભોમે. | ૬૦૦) કારતક શુદ ૨ વાર ગરેઉ. |
| ૩૦૦) પોશ શુદ ૧૫ વાર શનેઉ. | ૧૨૦) માગશર વદ ૮ વાર શુકરે. |
| ૮૫૦) ફાગણ વદ ૭ વાર ભોમે. | ૪૦૦) ફાગણ શુદ ૧૫ વાર ભોમે. |
| ૮૦) અશાડ વદ ૩ વાર બુધે. | ૯૦) અશાડ વદ ૬ વાર શનેઉ. |
| ૧૫૦૦) આસો વદ ૭ વાર શુકરે. | |
| ૨૮૩૦ | ૧૨૧૦ |
| ૧૬૨૦) બાકી દેવા સંવત ૧૯૧૧ ના કારતક શુદ ૧ વા૦ રવેઉ. | ૧૬૨૦) બાકી દેવા આસો વદ ૦) વાર શનેઉ. |
| | ૨૮૩૦ |

વ્યાજ સંવત ૧૯૧૦ ની સાલનું.

જ

૦ રૂ ૫૦૦) માગશર વદ ૫ ભોમે.

૧૫૭ રૂ ૩૦૦) પોશ શુદ ૧ શનેઉ.

૦ રૂ ૧૦૦) દી. ઉ.

૦ રૂ ૧૨૦) દી. ઉ.

૧૫૭ રૂ ૮૦) માસ ૬॥૧૪

૧૫૭

૬૩૪॥ રૂ ૪૫૦) ફાગણ વદ ૭ ભોમે.

૦ રૂ ૩૨૦) દી. ઉ.

૩૪૮) રૂ ૯૦) માસ ૩॥૧૧

૨૮૬॥ રૂ ૪૦) માસ ૭)૫

૬૩૪॥

૨૭૨) રૂ ૮૦) અશાડ વદ ૩ બુધ. માસ ૩) ૧૨

૬૫૦) રૂ ૧૫૦૦) આસો વદ ૭ શુકરે. દી. ૯

૧૫૧૪

૧૫૧૪

૭

૧૧૮૬

૩૨૮ બાકી સર ૧૧૮૬

ઉ

૧૦૨૩ રૂ ૬૦૦) કારતક શુદ ૨ ગરેઉ.

૭૮૩ રૂ ૫૦૦) માસ ૬॥૨

૨૪૦) રૂ ૧૦૦) માસ ૨)૧૨

૧૦૨૩

૮૮) રૂ ૧૨૦) માગશર વદ ૮ શુકરે. દી. ૨૨

૭૪॥ રૂ ૪૦૦) ફાગણ શુદ ૧૫ ભોમે.

૦ રૂ ૮૦) દી. જ.

૭૪॥ રૂ ૩૨૦) દી. ઉ.

૭૪॥

રૂ ૯૦) અશાડ વદ ૬ શનેઉ. દી. જ.

બાકી રૂ ૬૨૦) સંવત ૧૯૧૦ ના આસો વદ ૦) શનેઉ.

૦ રૂ ૪૦) દી. જ.

૦ રૂ ૮૦) દી. જ.

૦ રૂ ૧૫૦૦) દી. જ.

૧૬૨૦

તારીજ સંવત ૧૯૧૧ ના કારતક શૂદ ૨ વાર રવેઉ.

| જ | ઉ |
|---|---|
| ૧૬૨૦) મુદલ દેવા. | |
| ૧ા ૧૪ વ્યાજનો સર ૩૨૮ ટકા વા લેખે. | |
| ૧૬૨૧ા૧૪ | |

ઉપલું વ્યાજ આગળ કહેલી ટૂંકી રીત પ્રમાણે નીચે ફરી ગણ્યું છે.

| જ | ઉ |
|---|---|
| ૫૧૩૦) રૂ ૫૦૦) માગશર વદ ૫ ભોમે. માસ ૧૦) ૬ | ૭૦૬૦) રૂ ૬૦૦) કારતક શુદ ૨ ગરેઉ. માસ ૧૧ા૮ |
| ૨૮૧૦) રૂ ૩૦૦) પોશ શુદ ૧૫ શનેઉ. મા. ૯) ૧૧ | ૧૨૧૨) રૂ ૧૨૦) માગશર વદ ૮ શુકરે. મા. ૧૦) ૩ |
| ૩૨૨૫) રૂ ૪૫૦) ફાગણ વદ ૭ ભોમે. મા. ૭) ૫ | ૨૯૬૦) રૂ ૪૦૦) ફાગણ શુદ ૧૫ ભોમે. મા. ૭) ૧૨ |
| ૭૨) રૂ ૮૦ અશાડ વદ ૩ બુધે. મા. ૩) ૧૨ | ૨૯૭) રૂ ૯૦) અશાડ વદ ૬ શનેઉ. મા. ૩) ૯ |
| ૪૫૦) રૂ ૧૫૦૦ આસો વદ ૭ શુકરે. દી. ૯ | ૧૧૫૨૯ |
| ૧૧૮૫૭ | |

ઉ ———

૧૧૫૨૯ તારીજ ઉપર મુજબ.

૩૨૮

# હુંડીના હિસાબ.

હુંડીનો ભાવ કહેવાની એવી રીત છે કે, ફલાણા દેશાવરનો ૯૮) નો ભાવ છે. તો તેનું સમજવું જે જે ઠેકાણે ભાવ કહ્યો ત્યાં રૂપિઆ ૯૮) ભરેતો કહેલા દેશાવર ઉપર રૂ ૧૦૦) ની હુંડી

મળે. બે ટકા ઉપર ભાવ છે એમ બોલેતો સમજવું કે રૂ ૧૦૨) ભરેથી રૂ ૧૦૦) ની હુંડી મળે. હવે આ ઉપરથી સમજાયછે કે ઉપર ભાવ હોય તો રૂપિઆ ભરી હુંડી કરાવનારને નુકસાન અને માંહે ભાવ હોય તો ફાયદો જેટલા રૂપિઆની હુંડી કરાવીને તેના રૂપિઆ કેટલા ભરવા એ કાઢવું સહેલ છે. પણ ગમે તેટલા રૂપિઆ ભરીને તેની હુંડીનો આંકડો નકી કરવો હોય તો એ ગણવું લગાર કઠણ પડેછે. હુંડી ઉપરથી હુંડીઆમણ થાય, તે આપવા લેવા માટે નકી કરવું હોય તો સેંકડે જે ભાવ હોય તે પ્રમાણે ગણીને માંહે ભાવ હોયતો કાપી લેવા ને ઉપર ભાવ હોય તો બીજા આપવા. જેમ રૂ ૫૦૦) હુંડી કરાવવી અને ભાવ ૨) ટકાનો છે, તો રૂ ૫૦૦) ઉપર બીજા રૂ ૧૦) એટલે કુલ રૂ ૫૧૦) ભરવા પણ જો રૂ ૯૮)લેખે ભાવ હોય તો રૂ ૧૦) રૂ ૫૦૦) માંથી કાપીને બાકીના ભરવા.

હવે જો કદી રૂ ૫૦૦) ભરીને તેની હુંડી જે થાય તેટલી કરાવવી હોયતો ઉપરનો ભાવ એટલે ૨ ટકા લેખે હોય તે રૂ ૫૦૦) માંથી ૧૦) રૂપિઆ બાદ કરીને એ દેશનો વટાવ બે લેખે વીશ દોકડા થાય તે મેળવવા. પછી તે સર્વાળામાંથી વળી એ વીસ દોકડાનો વટાવ ૪૦ દોકડા એટલે આશરે ાા દોકડો બાદ કરવો, બાકી રૂ ૪૯૦) ૧૯ાા દોકડા રહ્યા, એટલી હુંડી થશે. એ રીતે ભરવાના રૂપિઆમાં વટાવ, વટાવનો વટાવ, તેનો વટાવ ને પાછો તેનો વટાવ જે જે થતો જાય તે વારાફરતી ઘટાડતાં તથા વધારતાં જવું, એટલે પહેલીવાર બાદ કરવો, બીજીવાર મેળવવો, ત્રીજીવાર બાદ કરવો, એ રીતે ફસર ન પડે ત્યાંલગણ કરતાં જવું. અથવા મેળવવાની રકમો ડાબી બાજુએ જુદી લખી તેના સર્વાળામાંથી બાદ કરવાની રકમો જમણે હાથ જુદી લખી તેમનો સર્વાળો બાદ કરવો. જેને આવા હિસાબનો ઘણો મહાવરો છે, એવા નાણાવટી તો ઉપરની રીત

પ્રમાણે નથી કરતા. તેઓ એક આંકડો આશરે ધારીને તેના ઉપર તેનો વટાવ ચઢાવતાં તે એકંદર આંકડો જો અસલનાથી ઓછો હોયતો વળી ધારેલા ઉપર કાંઇક વધારેછે. ને તેનો વટાવ પાછો વધારેછે. એમ કરતાં કરતાં અસલનો આંકડો આવી રહે ત્યાં સુધી કરેછે. પણ ઘણો મહાવરો તેથી તે એવો આંકડો પહેલેથીજ ધારેછે કે, થોડી મહેનત તે નકી આંકડો માલૂમ પડેછે. જો માંહે ભાવ, જેમ ૯૮) હોય તો વટાવ, વટાવના વટાવ, તેનો વટાવ. ને પાછો તેનો વટાવ એ પ્રમાણે ચઢાવતાં જવું; એટલે હુંડીનો આંકડો નકી થશે. જેમ રૂ ૫૦૦) માથેનો માંહે વટાવ ૨) ટકાલેએ રૂ ૧૦) વધારો તેમાં વળી ૧૦) નો વટાવ રૂ ૨૦) વધારો, તેમાં વળી રૂ ૨૦) નો વટાવ ૪૦) ફોકડા એટલે આશરે અર્ધો દોકડો વધારો, એ રીતે કરતાં રૂ ૫૧૦) ૨૦॥ દોકડાની હુંડી થશે.

## દાખલા.

૧. રૂ ૪૭૩૭) તથા રૂ ૬૩૨૮) એવીએ રકમો જેટલી જુદી જુદી હુંડીઓ કરાવવી છે, તો તેના કેટલા રૂપિઆ ભરવા? ભાવ ત્રણ ટકા લેએ, એટલે રૂપિઆ ૧૦૩) ના રૂ ૧૦૦) ની હુંડી થાય.

| | |
|---|---|
| રૂ ૪૭૩૭ | ૬૩૨૮ |
| ૧૪૨) ૧૧ | ૧૮૯॥ ૯ |
| રૂ ૪૮૭૯) ૧૧ જવાબ. | ૬૫૧૭॥ ૯ જવાબ. |

૨. ઉપર પ્રમાણેજપણ ભાવ રૂ ૯૭)લેએછે, તો નાણાવટીને ત્યાં કેટલા કેટલા રૂપિઆ ભરવા.

| | |
|---|---|
| રૂ ૪૭૩૭ | ૬૩૨૮ |
| ૧૪૨) ૧૧ | ૧૮૯॥ ૯ |
| રૂ ૪૫૯૪॥. ૧૪ | ૬૧૩૮) ૧૬ |

